# પુનરાવર્તન 1

**1. તમારા શિક્ષક પાસેથી વાર્તાચિત્રો મેળવી નીચે મુજબની પ્રવૃત્તિઓ કરો :**

(1) ચિત્રોને યોગ્ય ક્રમમાં ગોઠવો.

(2) ગોઠવેલા ચિત્ર અનુસાર એક-બે વાક્યો લખો.

(3) વાક્યોને વાર્તામાં ઢાળો.

(4) વાર્તાનું મુખવાચન કરો.

**2. નીચેના મુદ્દાઓ પરથી વાર્તા લખો :**

હરણ અને કાગડો - મિત્ર - જંગલમાં સાથે - એકબીજા વિના ન રહેવું - મિત્રનું માનવું - શિયાળનું આવવું - કાગડાને સમજ આવી જવી - હરણને વાત કરવી - શિયાળની લાલચ - હરણને ફસાવવું - કાગડાની ના - હરણનું ન માનવું - જાળમાં ફસાવું - મિત્રની વાત યાદ આવવી - કાગડાનું આવવું - બચી જવું.

**3. નીચેના પ્રશ્નોના ઉત્તર માટે આપેલા વિકલ્પોમાંથી સાચો ઉત્તર શોધીને તેનો ક્રમ અક્ષર પ્રશ્ન સામેના ☐ માં લખો :**

(1) કવિ હિંદને કોની ભૂમિ તરીકે ઓળખાવે છે ? ☐

(ક) વેદોની (ખ) કૃષ્ણની (ગ) દેવોની (ઘ) પુણ્યની

(2) વીસ ફૂટ ઊંચા સ્તંભ ઉપર શાની સ્થાપના કરવાની હતી ? ☐

(ક) પરમેશ્વરની (ખ) મૂર્તિની (ગ) ચિત્રની (ઘ) ગણપતિની

(3) રવિશંકર મહારાજને 'માણસાઈના દીવા' કોણે કહ્યા છે ? ☐

(ક) ગાંધીજીએ (ખ) ઝવેરચંદ મેઘાણીએ

(ગ) મહેન્દ્ર મેઘાણીએ (ઘ) ધીરુભાઈએ

**4. નીચેના પ્રશ્નોના ઉત્તર એક-એક વાક્યમાં આપો :**

(1) ચિત્રમાં કોણ કોણ નજરે પડે છે ?

(2) કવિ વંદન સ્વીકારવાનું કોને કહે છે ?

(3) શિલ્પી શું કરી રહ્યો હતો ?

(4) જોગણ ગામમાં મહારાજે શું જોયું ?

(5) રવિશંકર મહારાજનો જીવનમંત્ર શો હતો ?

(6) શિલ્પીએ પહેલી મૂર્તિ પડતી કેમ મૂકી ?

**5. નીચેના વિશે પાંચ-સાત વાક્યો લખો :**

(1) કોઈ એક રમતવીર

(2) કોઈ એક વૈજ્ઞાનિક

(3) કોઈ એક સમાજસેવક

**6. તમારી દિનચર્યા લખો.**

**7. વિચારકોએ આપેલી સૂક્તિઓ લખો.**

**ઉદાહરણ :** "ઊઠો જાગો અને ધ્યેયપ્રાપ્તિ સુધી મંડ્યા રહો." - **સ્વામી વિવેકાનંદ**

**8. નીચેના શબ્દોના અર્થ આપી, વાક્યપ્રયોગ કરો :**

| | | | | | |
|---|---|---|---|---|---|
| પાણી | - | પાણિ | ઉદર | - | ઉંદર |
| ગુણ | - | ગૂણ | ગોળ | - | ગૉળ |
| ચિર | - | ચીર | મોર | - | મૉર |

**9. રોજિંદા વ્યવહારમાં બોલાતા અંગ્રેજી શબ્દોની યાદી બનાવીને તેનો વાક્યપ્રયોગ કરો.**

**ઉદાહરણ :** ટેબલ

**વાક્ય :** હોમવર્ક કરવા માટે મારા ઘરે મોટું ટેબલ છે.

**10. નીચે જેવા શબ્દો શોધી તેનો વાક્યમાં પ્રયોગ કરો :**

**ઉદાહરણ :** કાચોપોચો, નરમગરમ

**11. નીચેના શબ્દોને શબ્દકોશના ક્રમમાં ગોઠવો :**

યંત્ર, કર્તવ્ય, જીવનમંત્ર, કિનારો, પ્રસંગ, દુષ્કાળ, આરોગ્ય, મૂર્તિ, સ્વ-મૂલ્યાંકન.